# "પ્રકાશ-પંથે"

[ સામાજીક ત્રીઅંકી નાટક ]

... વાસના ...

...ગ રાજનગરની જનતા સમક્ષ રજુ...

... કલાની ભા...

લેખક તથા દીગદર્શક

**શ્રી કમલેશ ઠાકર**

સંગીત

શ્રી સોમનાથ વ્યાસ (પટપટ)

શ્રી ઘનશ્યામ ઠાકર

શ્રી રમણલાલ ત્રીવેદી


પ્રકાશક:

"શ્રીનિકેતન એમેચ્યોર્સ"

અમદાવાદ.

પહેલી આવૃત્તિ ] [ પ્રત ૧૦૦૦

મુદ્રકઃ સોમાલાલ મંગળદાસ શાહ
મુદ્રણાલયઃ ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ;
મુદ્રણસ્થાનઃ પાંચકુવા; ચાર રસ્તા;
અમદાવાદ.

# શ્રીનિકેતન એમેચ્યોર્સ

# -: નિ વે દ ન :-

શ્રીનિકેતન એમેચ્યોર્સના કલાકાર બંધુઓને આ સામાજીક નાટ્ય પ્રયોગ રાજનગરની જનતા સમક્ષ રજુ કરતાં અતિ હર્ષ થાય છે.

રંગભૂમિ તથા અભીનય કલાની ભાવનાથી કલાકાર બંધુઓ અલીપ્ત ન રહે પરંતુ તેમની ભાવનાને અને કલાના સંસ્કારને પોષે તથા પ્રફૂલ્લીત રાખે અને વિકસાવે એજ, આવા નાટ્યપ્રયોગો રજુ કરવાનો, શ્રીનિકેતન એમેચ્યોર્સનો આશય છે.

આશા છે કે આપ સર્વ અમારા આ પ્રયોગને સહર્ષ સત્કારશો.

આ નાટય પ્રયોગના લેખક અને દીગ્દર્શક ભાઈશ્રી કમલેશ ઠાકરે આ નાટક અમને ભજવવા આપવા બદલ તથા દીગ્દર્શન માટે લીધેલ અથાગ પરિશ્રમ માટે અમો તેમનો અને આ નાટકમાં ગાયનો લખી આપી સંગીત વિભાગને સમૃદ્ધ કરવા માટે પરિશ્રમ લેનાર ભાઇશ્રી ધનશ્યામ ઠાકરનો આભાર માનીએ છીએ.

સંગીતકાર ભાઈશ્રી હર્ષદ દસોંદી, જે અમારા આમંત્રણને માન આપી, રાજપીપલાથી ખાસ અત્રે આવ્યા છે તેમના અમે અત્યંત આભારી છીએ.

ઉપરાંત અમારા અન્ય સર્વ કલાકાર બંધુઓ તથા શ્રી. સોમનાથ વ્યાસ (પટપટ) અને રમણલાલ ત્રીવેદી ત્થા નૃત્યકાર શરદચંદ્ર શુકલનો આભાર માનવો કેમ ભુલી શકીએ ?

પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપી અમારી વીનંતી સ્વીકારી આજના નાટય પ્રયોગોનું પ્રમુખસ્થાન સ્વીકારનાર શેઠ

શ્રી. પોપટલાલ હરીલાલ નગરીનો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ.

આ નાટય પ્રયોગમાં પ્રાર્થના માટે બાળકો મોકલનાર શ્રી. સચ્ચિદાનંદ ૠષીકુલ આશ્રમ (ભીમનાથ) ના સંચાલકનો આભાર.

અંતમાં અમારી ત્રુટીઓ નીભાવી લઈ અમને ભાવભીનું પ્રોત્સાહન આપનાર અમારા પ્રેક્ષક વર્ગનો પણ આભાર.

અમદાવાદ.

તા. ૧૮-૧૧-૪૦.

લી૦
પુરૂષોત્તમદાસ એમ. દલાલ
ભાનુપ્રસાદ જી. કોન્ટ્રાકટર
રસીકલાલ બી. શુકલ
વ્યવસ્થાપકો,
શ્રીનિકેતન એમેચ્યોર્સ.

# બે બોલ.

આજ રાજનગરની રસરસીક પ્રજા સમક્ષ મારો આ સામાજીક નાટય પ્રયોગ રજુ કરવા ભાગ્યશાળી થયો છું.

**પ્રકાશ પંથે એટલે ?**

ચંચલવૃત્તીનું અસ્થીર માનસ અતૃપ્ત વાસનાઓને સંતોષવા જતાં પાપ પ્રલોભનોમાં પડી જીવન પંથ ચુકે. અધઃપતનને આરે પહોંચેલો છતાં પણ પશ્ચાતાપના પાવકમાં પ્રજળીને વિશુદ્ધ બનેલ આત્મા, જીવનની શાન્તિ મૃત્યુની અનંત શાંતિમાં શોધે, તેમાં લીન થવા માગે ત્યાં કોઇ જ્યોતિર્ધર તેને પ્રકાશ-પંથે દોરી જાય. પ્રલય કાળ પછીની સૃષ્ટીસમા છીન્નભીન બનેલ અંધકારમય જીવનમાં જન કલ્યાણની પરમ જ્યોત પ્રગટાવે અને એ આત્માને પ્રકાશ પંથે દોરે એજ પ્રકાશ-પંથે.

## આભાર દર્શનઃ

દરેક પ્રસંગે મને યોગ્ય દીશા સુચન કરનાર મારા વડીલસમા પૂજ્ય રસ કવી રઘુનાથભાઈનો.

આ નાટકમાં કાવ્યો તથા સ્વર રચના તૈયાર કરનાર મારા પરમ મીત્ર સમા ભાઈ ધનસ્યામ ઠાકરનો.

જેના ભાવભીના સહકારને લીધે આ નાટક રાજનગરની રંગભૂમી પર ભજવવાનો અવસર પ્રાપ્ત થયો છે તે મારા મીત્ર શ્રી લાલભાઈ શાહનો તથા અન્ય વ્યવસ્થાપકોનો.

મને સહકાર આપનાર કલાકાર બંધુઓનો આભાર માનતો,

મારી ત્રુટીઓ માટે ક્ષમા યાચતો,

પરમ જ્યોતીર્ધર સૌને પ્રકાશ પંથે દોરે એમ પ્રાર્થતો.

ભારત ભુવન થીએટર
**અમદાવાદ**

આપનો
**કમલેશ ઠાકર.**

# પાત્ર પરીચય.



## પુરૂષ પાત્રો :

**કુંજવિહારી**:—ચંચળમનનો મીલમાલીકનો પુત્ર.

**જયન્ત**:—એક આદર્શ–કલાકાર.

**વસંત**:—કુંજનો, વિલાસી સ્વાર્થી મીત્ર તથા મીલનો મેનેજર.

**ગોપાળદાસ શેઠ**:—કુંજના પીતા. વૃદ્ધ ધર્મીષ્ટ શેઠ.

**ગુરૂ વિશ્વબંધુ**:—આદર્શને ખાતર સેવાવ્રત સ્વીકારી પંથભૂલેલાંને પ્રકાશ પંથે લઈ જનાર એક મહાત્મા.

**માધુ**:—મધ્યમ વર્ગનો પણ ગરીબીમાં કચડાતો મીલ મજુર.

**તનસુખ**:—કુંજવિહારીનો કલાર્ક.

**તુળજારામ**:—તનસુખનો બાપ.

## સ્ત્રી પાત્રો :

**યોગીનીદેવી**:—કુંજવિહારીની પતી પરાયણ પત્ની.

**જયોતીબાળા**:—કલારસીક બાળા અને જયંતની સહચરી,

**તરલા**:—કુંજવિહારીની ટાઈપીસ્ટ ગર્લ. તનસુખની પત્ની.

**કરૂણા**:—એક વિધવા યુવતી.

**ઉપરાંત**

**પો. ઇન્સ્પેક્ટર, ભૈયો. પારસી. વહેપારી વગેરે.**

# પ્રકાશ-પંથે



## અંક ૧ લો



### મંગલાચરણ



**પ્રવેશ ૧ લો:—( સરોવર તટ )**

કલાના સર્જનદ્વારા માનવ જીવનને વિકસીત કરવા મથતો કલાકાર જયંત પરમજ્યોતિર્ધરનું ચિત્ર દોરી રહ્યો છે. અચલઆસ્થા અને પ્રબળ શ્રદ્ધા હોવા છતાં ઈશ્વરનું સત્ય સ્વરૂપ નથી સમજાતું. તેને ચીત્ર આત્મા વિહોણું લાગે છે. ત્યાં તેની કલાની ભાવના અને આદર્શો પાછળ દીવાની બનેલી જ્યોતિ આવે છે. કલાની ચર્ચા કરતાં, જગતભરનાં આંસુ લુછવા અને દીનોનાં દુઃખો હરવા ખભે-ખભો મિલાવી જગ કલ્યાણના યજ્ઞમાં બંન્નેની યાહોમ હરવાની તત્પરતા. ચંદ્રોદયથી વીકસીત થયેલ કુમુદોને જોઇ, જયંત જ્યોતીની વેણી સોહાવવા કુમુદો લેવા દોડી જાય છે. ત્યાં શ્રીમંત પીતાનો ચંચલવૃતીનો મદાંધ કુંજ ફરતો ફરતો આવી ચડે છે. જ્યોતીને એકાંતમાં જોઈ તેની સાથે અસભ્યતા આદરે છે. અચાનક જયંત આવી ચડે છે. કુંજનો તીરસ્કાર. જયંતજ્યોતિનું હૃદય મિલન.

**પ્રવેશ ૨ જો:—( ભીલ મજુરનું મકાન )**

ગરીબીમાં કચડાતો મધ્યમ વર્ગનો માધુ, પોતાની મા વિહોણા બાળક માટે દવા લેવા ડોકટરને ત્યાં ગયો. ફી આપવાના પૈસા ન

હોવાથી ડોકટર ન આવ્યા. દવા ભરી આપી. તાવના જોરે બાળકને સન્નીપાત થાય છે. તેની મૃતમાતાનો આભાસ થાય છે. બાળકનું મૃત્યુ. ત્યાં ચાલીનો પઠાણ ભાડુ ઉઘરાવા આવે છે. ઓરડી ખાલી કરાવવાનું કહે છે. સામાન બહાર ફેંકે છે. ત્યાં ફરીફ્રોના દેવ સમી જયંત અને જ્યોતીની જોડલી પઠાણને તેમ કરતાં અટકાવે છે. જ્યોતી ભાડા પેટે પોતાનો અલંકાર ઉતારી આપે છે, પઠાણ શરમાઈને ચાલ્યો જાય છે. મજુરોની આવી કરૂણાજનક હાલત માટે જવાબદાર સમાજ પ્રત્યે જયંતનો પડકાર.

## પ્રવેશ ૩ જો:—( કોર્માંક–તનસુખનું મકાન )

ભણેલી ભામીનીના ભરથાર મી. તનસુખ ટી. ત્રીવેદીનો ભણેલી બૈરી મળવા માટેનો બળાપો. ઘરનો રામો, ઘાટી, ભટ્ટ, ભૈયો બધું પોતે જ હોવાથી શ્રીમતી તરલા ત્રીવેદી તેને સાયકલનું પંકચર સાંધવાનું કહેતાં, સ્વમાન ભંગ થવાની બીકે તનસુખની તેમ કરવા સાફ ના અને તરલા તનસુખ પેકટનો છડે ચોક ભંગ. પછી જુઓ તખ્તા પર.

## પ્રવેશ ૪ થો:—( કુંજનું દિવાનખાનું )

ચંચલ મનોવૃતીવાળા ગર્ભ શ્રીમંત કુંજને પોતાના જાહોજલાલી ભર્યા જીવનમાં પણ અસંતોષ લાગે છે. જીવન નીરસ લાગે છે. સ્વાર્થી ફરેબી મીત્ર વસંત તેને રસીક જીવનનો રાહ શરાબ–સુંદરીમાંજ બતાવે છે. પતીપરાયણ યોગીનીનું આગમન પતીને શરાબ અને શયતાનોની સોબત છોડવા માટે કહેવું. વસંતની વિચિત્ર ભંભેરણીથી ઘરની લક્ષ્મી પર લતા પ્રહાર–વૃદ્ધા શેઠ ગોપાળદાસનું આવવું. પૂત્રને તેનો રાહ બદલી નાખવાની ચેતવણી. આવા મલીન વાતાવરણમાંથી પૂત્રવધુને લઈ જવી. વૃદ્ધ શેઠનું કાસળ કાઢવાની વસંતની ચાલબાજી.

**પ્રવેશ ૫ મો:—( તનસુખનું મકાન )**

મદમસ્ત બનેલ તરલાની રસ મસ્તી. ત્યાં વસંતનું આગમન. કુંજવિહારીને ફસાવવા તે તરલાને પોતાની શેતરંજનું પ્યાદું બનાવે છે. ચકોર તરલા તેનું હથીયાર બનવા છતાં પણ વસંતને પોતાનું હથીયાર બનાવવાનો ઈરાદો રાખે છે. તનસુખનું આગમન. બીજે દીવસે કલબનો વાર્ષીકોત્સવ હોવાથી તરલા અમુક નૃત્ય પ્રયોગો યોજવાની છે, તેમાં તનસુખની સલાહ માગે છે. તનસુખ તેને **શોચનૃત્ય** બતાવે છે. ત્યાં તેના વૃદ્ધ, જુના વિચારના પીતા આવે છે. વીસમી અને અઢારમી સદીના વિચારોનું ઘર્ષણ.

**પ્રવેશ ૬ ઠો:—( કલબ )**

કલબનો અગીયારમો વાર્ષીકોત્સવ નૃત્ય ચાલે છે. શરાબની પ્યાલીઓ ઠલવાઈ રહી છે. ત્યાં કુંજવિહારીની મીલમાં કામના કલાકો વધુ હોવા છતાં પગાર પર કાપ મુકાવાથી નારાજ થઈને મજુરો હડતાલ પર ગયા છે. મજુરનેતા જયંત તે બધાની ફરિયાદો લઈને કલબમાં આવે છે. વસંત તેઓને મીલ પર મળવા કહે છે. કુંજ તથા વસંતના જવાબથી નીરાશ થઇ ઉશ્કેરાઈને મજુરો ચાલ્યા જાય છે. જયંત મજુરોને સંતોષવા કહે છે. ત્યારે વસંત મજુરોને ઉશ્કેરવાનો તેના પર આરોપ મુકે છે. કુંજ જયંત પર ઉશ્કેરાઈ તેને ધક્કા મારે છે ત્યાં યોગીની આવી ચડે છે. ખબર આપે છે કે પિતાજીને મીલમાં હુલ્લડ થવાથી સખત વાગ્યું છે. યોગીની કુંજને ઘેર આવવા સમજાવે છે. વિલાસનું વાતાવરણ છોડી ઘેર જવાની કુંજની સાફ ના. ગુસ્સામાં કુંજ યોગીની પર હાથ ઉઠાવે છે. જયંત તેને અટકાવે છે. જયંત અને યોગીનીની પરસ્પરની લાગણીઓ માટે કુંજને તેમાં કાંઈ જુદુંજ દેખાય છે.

ટેબ્લો

**પ્રવેશ ૭ મો—( શહેરબહાર જંગલ )**

કલબમાંથી ટાઈપીસ્ટ તરલાને લઈ વિહાર કરવા નીકળી પડેલા કુંજની પ્રણય ચેષ્ટા. તરલા કુંજને યોગીની દેવીની યાદ આપે છે. વિલાસી છતાં સંસ્કારી કુંજનું હૃદયમંથન આખરે સૌંદર્યની શીકારી ભાવનાનો વિજય.

**પ્રવેશ ૮ મો—( શેઠ ગોપાલદાસનું મકાન )**

પોતાની મોટર પર પથરા પડવાથી ઘવાયેલા શેઠ ગોપાલદાસની કુલાંગાર પુત્ર માટેની અંતર વ્યથા. પોતાની હયાતી ન હોય ત્યારે પોતાની પૂત્રવધુ માટેની ચીંતા. ઘરનું વાતાવરણ અનુકુળ ન હોય તો, નર્મદા તીરે વસતા ગુરૂ વિશ્વબંધુના આશ્રમમાં યોગીનીને રાખવાની જયંતને ભલામણ ત્યાં નોકર આવી ખબર આપે છે કે કુંજ નવી કારમાં તરલાને લઈ ફરવા નીકળી ગયો છે. આ સમાચાર સાંભળી શેઠનું બેશુદ્ધ થવું. જયંત ડોકટરને બોલાવા જાય છે. વસંતનું આગમન યોગીનીને કલોરોફોર્મ આપે છે. શેઠનું ખુન કરે છે. તીજોરી ખોલી કેટલાક દસ્તાવેજો ચોરી જાય છે. તરલા ખુન કરતી વખતે વસંતનો સ્નેપ લઈ લે છે. વસંત જયંત પર ખુન તથા ચોરીનો આરોપ આવે અને જયંત પકડાય તો પોતે જ્યોતીને મેળવી શકે એ આશયથી પોલીસને ખબર આપવા જાય છે. ત્યાં જીવનભરની ગરીબીથી કંટાળેલો માધુ ગરીબ મટી ગુન્હેગાર બને છે. બારી વાટે ઘરમાં દાખલ થઈ ચોરી કરવા નિશ્ચય કરે છે, ત્યાં શેઠના શબ પર નજર પડે છે. પાસે જાય છે ત્યાં પોલીસ પાર્ટી સાથે વસંત આવી ચડે છે તેથી માધુને ખુની તરીકે પકડાવે છે.

ટેબ્લો.

## અંક ૨ જો

**પ્રવેશ ૧ લો—( યોગીનીનો આવાસ )**

આજે કુંજનો જન્મ દીવસ છે છતાં પણ કુંજ બહાર રખડે છે. પતીપરાયણ પત્ની યોગીનીની ચીંતા, ત્યાં કુંજનું પીધેલી હાલતમાં આગમન. યોગીની પાસેથી બળજબરીથી વંશપરંપરાની જાહોજલાલીની નીશાની સમો નીલમનો હાર ઝુંટવી લેવો. ત્યાં વસંતનું આગમન યોગીનીએ પોતાના કરેલા અપમાન બદલ વેર વાળવાની તેની તમન્ના. દંભી વસંત પોતાના અપકૃત્યો બદલ યોગીનીની ક્ષમા યાચે છે. ભોળી યોગીની ભરમાય છે. કુંજને સુધારવાનો માર્ગ એજ છે કે યોગીનીએ થોડા સમય માટે કુંજની નજર સામેથી અદશ્ય થવું એવો ઉપદેશ વસંત યોગીનીને આપે છે. યોગીની કુંજને એકલો રાખવા ના પાડે છે. વસંતનું દબાણ યોગીની વસંતનો તિરસ્કાર કરે છે. વસંત યોગીની સાથે અયોગ્ય છુટ લેવા જાય છે. ત્યાં જયંત આવી ચઢે છે. વસંતની નીષ્ફળતા. જયંત યોગીનીને આ સ્થાન છોડી ગુરૂદેવના આશ્રમમાં રહેવા સમજાવે છે. યોગીની કબુલ થાય છે. જયંત તેને મુકવા જવા રવાના થાય છે.

**પ્રવેશ ૨ જો—( કોમીક ) ( તનસુખનું મકાન )**

તરલાનો ખર્ચ વધુ હોવાથી વાળાઓની ફોજ તેને ઘેર પૈસા માગવા આવે છે. તનસુખને તેઓ ઘરનો નોકર માને છે. તનસુખ નોકર બનીને બધાંને પાછાં કાઢે છે. તરલા આવે છે તેના કુતરા ટોમીની તનસુખ અદેખાઇ કરે છે. તરલા તેને પોતાનું ખરૂં સ્વરૂપ સમજાવે છે.

## પ્રવેશ ૩ જો—( વિશ્વબંધુનો આશ્રમ )

પ્રાર્થના બાદ ગુરૂદેવને એક યુવક અને યુવતી મળવા આવે છે. વાસનાના આવેશમાં બન્ને પાપ પંથમાં પ્રથમ પગલું ભરી ચુકેલાં છે. ગુરૂનો આદેશ–શુદ્ધ પ્રેમ વાસનાથી પર છે માટે કામી નહિ પણ પ્રેમી બનો. જયંત યોગીનીને મુકવા ત્યાં આવે છે. ગુરૂ બન્નેને સત્કારે છે. જયંત ગોપાલદાસની, કુંજની અને મીલની પરીસ્થીતી તથા કુંજની અધોગતીના સમાચાર આપે છે. ગુરૂદેવ જયંતને એક પત્ર તથા અમુક દસ્તાવેજો સોલીસીટરને આપવા કહે છે. યોગીની આશ્રમમાં રહે છે. જયંત જાય છે.

## પ્રવેશ ૪ થો—( કુંજનું દીવાનખાનું )

ચારે તરફ શોધ કરવા છતાં પણ કુંજને યોગીનીનો પતો મળતો નથી. યોગીનીની શોધમાં નીષ્ફળતા મળવાથી કુંજ નીરાશ થાય છે. પસ્તાવો કરે છે. ત્યાં વસંત આવી સમાચાર આપે છે કે યોગીની પતીનો આશ્રય તજી જયંત સાથે નાસી ગઈ છે અને જ્યોતીને વસંતે પકડીને કુંજના અવાસમાં રાખી છે. ત્યાં પો. ઈન્સ્પેકટર આવીને યોગીનીનો પતો મળતોજ નથી એવા ખબર આપે છે. વસંત પો. ઇન્સ્પેકટરને કહે છે કે જયંત યોગીનીનું અપહરણ કરી ગયો છે, માટે જયંતને પકડવો જોઈયે. ત્યાં આશ્રમમાંથી પાછા ફરતાં જયંતને જ્યોતી ગુમ થયેલી માલુમ પડે છે. તેને શોધવાના આશયથી તે અહિં આવી ચડે છે. જ્યોતિના બદલામાં તેને મળે છે યોગીનીના અપહરણના આરોપસર હાથ કડી.

## સીન ટ્રાન્સફર

જ્યોતી અત્યારે એક કેદીના હાલતમાં કુંજના આવાસમાં છે ત્યાં સૌંદર્યનો શીકારી કુંજ પ્રેમની યાચના કરે છે. જ્યોતિ તેનો

તરસ્કાર કરે છે. જ્યોતી પર બળાત્કાર કરવા જાય છે ત્યાં જ્યોતી બારીએથી પડતું નાંખે છે. ત્યાં વસંત આવી ખબર આપે છે કે મીલ અને પેઢી પર સરકારી સીલ વાગ્યાં છે. કુંજ વસંતને પોતાના સોલીસીટરને ત્યાં મોકલે છે, ત્યાં મેસર્સ પંડયા એન્ડ પટેલના ભાગીદાર મી. પંડયા સોલીસીટર મકાનનો કબજો લેવા આવે છે. ઉપરાઉપરી આવતી આફતથી કુંજ બેભાન થાય છે.

**પ્રવેશ ૫ મો:—( કોમીક–તનસુખનું ઘર )**

પત્નીથી કંટાળેલો તનસુખ પોતાના સંસાર પર બળાપો કરે છે. ત્યાં એક વખતનો વસંતનો સાથીદાર શ્યામ આવી તનસુખને વસંતની બદમાશીના પુરાવા આપે છે અને તરલાને તેની દોસ્તી છોડી દેવા સમજાવે છે. તરલા વીશ્વાસઘાતી વસંત પર ગુસ્સે થઈ તેના પાપોનો ઘડો ફોડી દેવા તૈયાર થાય છે. તનસુખને શેઠના ખુનના તથા બીજા વસંતના કાળાં કૃત્યોના પુરાવા આપી. મીલ મજુરને છોડાવા પોલીસ ઓફીસ પર મોકલે છે અને પોતે વસંત સાથે હીસાબ ચોકખો કરવા ઉપડે છે.

**પ્રવેશ ૬ ઠો:—( વસંતનું મકાન )**

કુંજની પાયમાલી થઇ તેથી તથા પોતે કરેલા ખુન વીગેરે કૃત્યો છુપાવવા પરદેશ નાશી જવાની વસંતની તૈયારી, ત્યાં તરલા હીસાબ માગવા આવી ચઢે છે. વસંત પોતાના પાપોના બોલતા ચાલતા પુરાવાને ખતમ કરવા ઇચ્છે છે ત્યાં કુંજ થોડી મદદ તથા આશ્રય માટે આવે છે. વસંત કુંજને લાત મારી મકાનની બહાર કાઢે છે. અને તરલા પર ગોળી છોડવા જાય છે ત્યાં તનસુખ પોલીસોને લઈ હાજર થાય છે. વસંતને પકડે છે. ત્યાં જેલમાંથી છુટેલો માધુ, વસંતનો ન્યાય અહિંની અદાલતમાં નહિ પણ ઈશ્વરની

અદાલતમાં કરાવા તેનું ખુન કરે છે. ખુન પર ચઢેલા માધુને પો. ઇન્સ્પેટર શુટ કરે છે. [ટેબ્લો]

ડ્રોપ

---

## અંક ૩ જો

**પ્રવેશ ૧ લો:—( જંગલમાં )**

વીલાસના વમળમાં ગોથાં ખાતો વીનાશને પંથે ચઢી ચુકેલો કુંજ જીવનનો સાચો રાહ શોધવા નીકળે છે. જીવતાં જીવનનો સાચો રાહ ન જડયો એટલે મૃત્યુની અનંત શાંતીમાં તેને જીવનનો સાચો રાહ દેખાય છે. આપઘાતનો પંથ સ્વીકારે છે. ગુરૂદેવ વિશ્વબંધુનું આગમન. જીવનનો સાચો રાહ સમજાવવા પોતાના આશ્રમમાં લઇ જાય છે.

**પ્રવેશ ૨ જો :—( કોમીક–તનસુખનું ઘર )**

જગતના કાવાદાવા અને અગ્ની સાથેની રમત રમીને કંટાળેલી તરલાનો પશ્ચાતાપ. તનસુખ તેની પાસે નવો પેકટ કરાવે છે તે " તનસુખ–તરલા પેક્ટ " અને સેવાના સાચા રાહ પર ચાલવાનો પતીપત્ની નીર્ણય કરે છે.

**પ્રવેશ ૩ જો:—( વિશ્વબંધુનો આશ્રમ )**

યોગીની અને કુંજનું મીલન. કુંજનો શુદ્ધ હૃદયનો પશ્ચાતાપ. જયંત અને જયોતીની તે ક્ષમા યાચે છે. ગુરૂદેવની ઓળખાણ. શેષ જીવન આશ્રમને સમર્પીત કરી ત્યાં જ રહેવાનો કુંજનો નીર્ણય. કુંજને સાચો રાહ જડે છે જનસેવાનો. પ્રાર્થના.

---

વંદેમાતરમ્



ભારતી દર્શન

---

ઈતી શીવમ્

# : ગા ય નો :

## મંગલાચરણ

(૧)

પુનિત ભારતિ ભગવતિ પ્રભાશાળી, હૈયાં નમે નિહાળી;
યશવાળી, જગમાં સુકીર્તિવાળી, ......
તારી સંસ્કૃતિ વિશ્વમાં અનાદિ,
થયા નર રત્નો પામીએ પ્રસાદિ,
સુરપુરિ સમ અજય, અમર, શોભતી રસાળી ......
રઘુકૂળ–મણી રામ એક પત્નિવ્રત ધારી,
કુરક્ષેત્રે કૃષ્ણે પાયું ગીતા જ્ઞાન વારિ;
શક્તિ દે તું ભક્તિ દે અજ્ઞાન તિમિર ટાળી; ......
ગાંધી, શાન્તિ અહીંસા સત્ય ધારી,
જવાહીર, મુક્તિ કાજ ભેખ ધારી;
શ્રેષ્ઠ સકળ રાષ્ટ્ર થકી ધન્ય ભાગ્યશાળી; ......
( ઘનશ્યામ. )

(૨)

જયંતઃ—

તારૂં કેમ ન ચીત્ર દોરાય?
વિભૂ મારે નયને તિમીર ઘેરાય?
રંગનું પાત્ર હ્રદય આ મ્હારૂં
રક્તના પૂર્યા રંગ.
શ્રદ્ધાની પીંછીથી આલેખું;
હૈયે રાખી ઉમંગ;...ત્હારૂં

પીંછી ઘસાઇને રંગ ખૂટયા;
ખુટી ધીરજ આશ
સ્વરૂપ ત્હારૂં ના સમજાતું
પલપલ થાતો નિરાશ,...ત્હારૂં

(કમલેશ)

(૩)

કુંજ:—

જીવનની ખરી મસ્તી, કહેશો કે કોઈ કયાં છે?
આનંદ આ જીવનનો, બતલાવશો કો કયાં છે?
અધીરાં બને છે હૈયાં, નિરસ બને જ્યાં જીવન,
અતૃપ્ત જેના આત્મા, ઝંખે રસીક યૌવન,
એવા રસીક દીલના, રસ ઝીલનાર કયાં છે?
રસનાં સરોવરો કયાં? રસના વિહાર કયાં છે?

(કમલેશ)

(૪)

જયંત-જ્યોતિ:—

ઉષા ઉગી સ્નેહ જીવનમાં
જ્યોતિના ચમકાર થતાં.
દિપક પ્રગટયો હ્રદય ભુવનમાં
મોહ તણા અંધાર જતાં....
સરિતા સાગર માંહિ સમાતી
વનવેલી નીજ વૃક્ષ વિંટાતી.
મધુકર પ્રાણ તજે સુમનમાં
શુદ્ધ પ્રણયનું ભાન થતાં...

ઉભય છતાં અદ્વૈત ગણીશું
જીવનને આદર્શ કરીશું,
જગ–કલ્યાણે તનનાં મનનાં
કષ્ટ સહિશું પ્રાણ જતાં.

( ઘનશ્યામ )

(૫)

જયંતઃ—

શ્રમજીવી છે શીકાર ધનીકના
રક્ત ચૂસે શ્રીમંત ગરીબનાં,
ડગલે ડગલે પાવક પ્રજળે
ધગધગતા અંગારાઃ
ક્યાં જઈ શોધે ગરીબ વિસામો
જગના ધારા ન્યારા.—શ્રમજીવી
સ્વાર્થ ભરી સત્તાઓ કચડે
અગણીત અશ્રુધારા,
મ્હાલે વિશ્વ પ્રકાશે એના
ભાગ્ય વિષે અંધારા.—શ્રમજીવી

( ઘનશ્યામ )

(૬)

તરલાઃ—

હૈયામાં વિણા વાગે ઉર્મી અનેરી જાગે.
ઝુલે અંતર અનુરાગે રસીઓ રસદાન માગે.
મીઠી મુંઝવણી મુજને થાય
દર્દો મીઠાં લાગે :— હૈયામાં



નયનોથી નયનો મળતાં લજ્જાથી લોચન ઢળતાં,
વિરહે જે અંતર બળતાં વીતે રજની ટળવળતાં
વ્હાલાના વિયોગે મુંઝાય
એ તો રજની જાગે:— હૈયામાં
(ઘનશ્યામ)

(૭)

**તરલા, તનસુખ:—**

કહ્યું માનો તો હૈયાં હરખાય,
મુકો મારગડો........
પ્રીત બાંધી ના પલટી જવાય,
મુકો મારગડો..............કહ્યું માનો.
લાજ મૂકી તમે, ના મુકાવો મને,
જુઠાં બ્હાનાં બતાવી ના બનાવો મને
મધુ રજનીએ મોજે લૂંટાય...મૂકો.
હજુ લગ્નના કરાર તમે પાળ્યા નથી.
મારા ઉરના ઉચાટ તમે ટાળ્યા નથી.
એમ ના–ના–ના અમૃત પીવાય...મૂકો
(ઘનશ્યામ)

(૮)

**કુંજ, શ્યામ:—**

જો શુષ્ક જીંદગી તો, રસધાર મદીરા;
નીરસ જીવનને રસમય, કરનાર મદીરા.
જો સ્વર્ગ હોય જગમાં, પીધા વિના ન જડશે;
દુઃખ દર્દ સૌ જીવનનાં, હરનાર મદીરા.

પીનાર માત્ર જાણે, શી મસ્તી ભરી છે;
સ્નેહી સંબંધી સર્વકો, સંસાર મદીરા.
હરયુગ ને હરભુવનમાં, રહીતી અને રહેશે;
દાનવ કહો કે દેવનો, આધાર મદીરા.
(ઘનશ્યામ)

(૯)

તરલા:—

હું તો યૌવનની મદઘેલી...રસઘેલી......ઘેલી.
પગનાં ઝાંઝર રૂમઝુમ રણુકે,
રસિક જનોનાં હૈયાં ઝણુકે;
દેહ-લતા કુસુમો શી મ્હેકે,
કેતકી જુઈ ચમેલી.........રસઘેલી......ઘેલી.....હું તો.
ઘેન ભરી આંખડીએ મારી,
મૂર્તિ વસી રસરાજ તમારી;
વિમલ વદન વ્હાલમ પર વારી,
નાવલીયાની નવેલી.........રસઘેલી......ઘેલી......હું તો.
(ઘનશ્યામ)

(૧૦)

તરલા-તનસુખ:—

પુજારણ નૃત્ય કલાની,
તમે દેવી બનો હું પુજારી.......પુજારણ
હું નૃત્ય કરૂં તમે મધુરા સુર બજાવો,
ફુલડાંથી મારાં અંગે અંગ સજાવો.
ગીત ગાઓ.......સમજાવો.
શીખવશું વાતો છાની.......પુજારણ

તને જોઇ ઉર્વશી લાજે.
નૃત્યો શીખવ્યાં નટરાજે.
બતલાવો..........શરમાવો,
શીખી નૃત્ય બની તોફાની.......પુજારણ

( ૧૧ )

**કુંજ-તરલાઃ—**

વિષ કે અમૃત ભર્યું છે અધરમાં દીલદારના,
અમીદષ્ટિ કે ભર્યો ગુસ્સો નયનના તારમાં.

શું અજબ જાદુ ભર્યું દીલદાર......માં,
ગમે બધાને રહેવું એના પ્યાર......માં.

કંઈ જનો જોવા ચહે છે એ રસીલા નયનને,
કંઈક તો પાગલ બને છે જોઈ વાંકી ભ્રમરને.

કોઈ અંતરમાં ચહે છે ચૂમવા એ અધરને,
ભાન ભુલે કેટલાકો જોઈ નાજુક કમરને.

તન મન ધન દીલદાર વીના સૌ ધુળ છે,
વિષમય જીવન નારી વીણ સંસારમાં.

( ઘનશ્યામ )



## અંક ૨

### (૧૨)

યોગીનીઃ—

મધ દરીયે મુજ નાવ
વિભુવર !
અસ્ત થયો આશાનો સુરજ, છાયો ઘોર અંધાર;
ભવસાગરની ભૂલભૂલવણી, કોણ કરે ભવપાર—
નીરાશનું આશા કિરણ તું તારો છે આધાર;
ડુબતી નાવ સુકાની બનીને તારો સરજનહાર—
વીભુવર !

(કમલેશ)

### (૧૩)

જયંતઃ—

શું ખબર કે પ્રેમ પંથે કંટકો વસમા હશે ?
સ્નેહીઓના ભાગ્યમાં શું સંકટો સરજ્યાં હશે ?

હૃદય જોડયાં સુખી થવા તે દુઃખમાં પલટાઈ ગયાં
પ્રેમીઓએ પ્રેમ પહેલાં દુઃખ શું કલપ્યાં હશે ?

ઝુરવું વિયોગમાં, એ પ્રેમીના કરમે લખ્યું
દર્શનો દુર્લભ થયાં શા કાજ દીલ અરપ્યાં હશે ?

(ઘનશ્યામ)

(૧૪)

શ્યામ:—

પ્રેમ નગરની હવા વિષમ છે,
એમાં ના લપટાજે પંખી,
પંથ વિકટ ને કાંટા ભરેલા
ત્યાં તું પગ ના ધરજે પંખી.
જોવું ઘણું તે રોવું હમેશાં
દેવું ઘણું ને લેવું કશું ના
લાભ જુજ ને હાની અધીક જ્યાં
એ ધંધો ના કરજે પંખી.
એ નગરીની વીધવીધ ભાષા
જીવન ટુંકું લાંબી આશા
દુનિયા ઉભી જુવે તમાશા
એવું કામ ન કરજે પંખી.

(ઘનશ્યામ)

(૧૫)

કુંજ:—

હૃદયથી ભેટવા આવ્યો તમે તો દૂર જઇ બેઠાં,
કરી મ્હારા હૃદય પર ઘા તમે નીષ્ઠુર થઈ બેઠાં;
યુવાનીની આ મસ્તીમાં તમે ચકચુર થઈ બેઠાં,
થયો સેવક તમારો તે છતાં તમે મગરૂર થઈ બેઠાં.
તમે દીલ આપશો કે નહિ? બતલાવો બાળા!
પ્રણય અમૃત પાશો કે નહિ? બતલાવો બાળા!

નથી મેં મશ્કરી કીધી નથી તીરછાં નયન કીધાં
છતાં ગુસ્સો કરો શાને જરા બતલાવશો બાળા ?
મધુરૂં મુખ મલકાવી હૃદય ચોરી લીધું શાણી,
તો શ્યામા ! શ્યામની બનશો જરા બતલાવશો બાળા ?

( ઘનશ્યામ )

## ( ૧૬ )

શ્યામઃ—

જગતમાં જ્યાં જ્યાં જુવો ત્યાં, ખાનગી બસ ખાનગી:
પ્રેમ, સટ્ટો, ધર્મમાં, વ્યાપારમાં પણ ખાનગી.

× × ×

શ્વેત વસ્ત્રો ધારતા, પણ દીલમાં ડામર ભર્યો;
મોટા બની મીઠું વદી, કંઇને રડાવે ખાનગી.

× × ×

સત્કર્મ છુપાં હોયના, દુષ્કર્મ રહે ના ખાનગી;
જગતથી છુપાવશો પણ ખુદાથી ના ખાનગી.

( ઘનશ્યામ )



## અંક ૩

### ( ૧૭ )

કુંજ:—

કયાં છે સાચો રાહ !—(૨)
પાપ પ્રલોભન પુકારતાં આ છે સાચો રાહ !
મીથ્યા મૃગજળ માયા કહેતી આ છે સાચો રાહ !
ચાર દીવસની ચાંદની, યૌવન ધન અધીકાર.
એ મદમાં જો અંધ બને તો જડે ન સાચો રાહ !
કયાં છે સાચો રાહ !

( કમલેશ )

કુંજ:—

### ( ૧૮ )

અશ્રુભરી આંખોથી મ્હારાં આંસુઓને વહેવા દો,
શાંતિને સળગાવી મૂકી તાપ પાપનો સહેવા દો,
હૈયું હલકું થાય નહિ ત્યાંસુધી મુજને રોવા દો,
પાપ તાપથી થાકયો પ્રાણી પૂણ્ય પ્રભાતને જોવા દો,
કલંક કાળાં કુકર્મ કેરાં કપાળ પરથી લ્હોવા દો,
પસ્તાવાના પુનીત ઝરણુમાં પાપ બધાં મુજ ધોવા દો.

( કમલેશ )

### ( ૧૯ )

તરલા-લલસુખ-શ્યામ

સમાન હકથી સંપી રહેવું એ છે સાચો રાહ,
એક બીજાની અનુકુળતા સમજે તે સાચો રાહ.
ઘર ઝઘડાની જ્વાળા સળગે જીવનભર ન બુઝાય,
ચાહે એક બીજો ધીક્કારે, ત્યાં લાગે ગૃહદાહ.

× × ×

એક તરફી સ્નેહ હોતો જીવન વિષમય થાય છે,
પણ નમે જો એક તેનું પતન નીશ્ચય થાય છે.
બન્ને હૃદય જો સ્નેહમાં સરખી રીતે રંગાય છે,
તો નાવ ડગમગતું ભલે પણ પાર ઉતરી જાય છે.

× × ×

ક્ષમા પરસ્પર દોષોની દઈ હળીમળીને રહેવાય,
કલેષ કદી નવ થાય જીવનમાં, ધન્ય જીવન કહેવાય.

( ધનશ્યામ )

( ૨૦ )

જયંતઃ—

ધન્ય જીવન એનું છે જણે;
સેવાનાં વ્રત લીધાં.
જગને અમૃત અરપી પોતે;
વિષ વિષમ છે પીધાં.
પર્ણકુટી પરમાર્થ તણી જ્યાં;
દીનને આશ્રય દીધા.
આશ્વાસનના મધુરા શબ્દે;
હૈયાં શીતળ કીધાં.
સત્ય, અહિંસા જનસેવાથી;
ઉજ્જવળ જીવન કીધાં;
ભારતનાં એ દિવ્ય સનાતન;
સૂત્ર અમર છે કીધાં.

( ધનશ્યામ )

( ૨૧ )

વંદેમાતરમ્.

●

સમાપ્ત.